# ક્રાંતિની જ્વાળા.

લખનાર :

લતીફ.

ઇસ્વી સન: ૧૯૨૫. સંવત: ૧૯૮૧.

મૈત્રીની નમ્ર સ્મૃતિ નિમિત્તે
જયરામભાઇ જેઠાભાઇને
સપ્રેમ સમર્પણ.

# દૃષ્ટિપાત.

સ્વચ્છંદી સત્તાને અંકુશવા પ્રકૃતિએ ઇચ્છા કરી,
ને જગતમાં ક્રાંતિની જ્વાળા પ્રગટી.
તેમાં સ્વચ્છંદતાની પરાકાષ્ઠાએ પહોંચી
કેટલી યે સત્તા બળી ભસ્મ થઇ,
અને થાય છે,
તેનો આ અલ્પ પણ સત્ય ઇતિહાસ છે.

એ ઇતિહાસને અવલોકતાં,
કયે મને વ્યગ્રતા નહિ વ્યાપે?
કયે ચિત્તે શોક નહિ છવાયે ?
નિર્જળમાં નિર્જળ આંખે અશ્રુ ટપકશે:
નિર્દયમાં નિર્દય હૃદયે દયા પ્રગટશે.

ક્રાંતિની સર્વભક્ષી જ્વાળા નિરખી
કયી સત્તા વિસ્મય થશે નહિ ?
સ્તબ્ધ બનશે નહિ ?
ક્રોધ કરશે નહિ ?
પરંતુ વિસ્મય થયે, સ્તબ્ધ બને, કે ક્રોધ કરે,
ક્રાંતિની જ્વાળા હોલવાશે કે ?

સત્તા સ્વચ્છંદતા છોડશે,
અને સેવા સ્વીકારશે,
ત્યારેજ ક્રાંતિની જ્વાળા હોલવાશે:
સત્તા સ્વચ્છંદતા છોડશે નહિ,
સેવા સ્વીકારશે નહિ,
ત્યાં લગી ક્રાંતિની જ્વાળા યે હોલવાશે નહિ

હમણાં હમણાં સત્તાના સદ્દભાગ્યે,
આર્ય પ્રજાના પ્રતાપે,
અને મહાત્માજીના પ્રયાસે,
ક્રાંતિની ભયાનક જ્વાળા રમ્ય જ્યોતિ રૂપે પરિવર્તી છે.

ભારતવર્ષને ખૂણે ખૂણે
ક્રાંતિની જ્યોતિ પ્રકાશે છે,
તેને કિરણે કિરણે
સત્ય અને અહિંસાનાં ઝરણાં ઝરે છે,
તેમાં નહાયી પાવન થયા પછી,
ક્યાં લગી સત્તા સ્વચ્છંદી રહેશે ?
સેવા નહિ સ્વીકારે ?

અંજાર કચ્છ,
૧૯૮૧ મી હોળી.

—લતીફ.

૨

જગત્ ખ્રિસ્તની ૧૨૧૫મી જયંતિ ઉજવે છે.

ઇંગ્લાંડમાં ક્રાંતિની જ્વાળા ધીમે ધીમે પ્રગટે છે.
પ્રજાદ્રોહી જોનની સ્વચ્છંદી સત્તા ધીરેધીરે સળગે છે.

જોનની સ્વચ્છંદી સત્તા અંકુશવા,
સ્વાર્થપરાયણતા લગામવા,
સ્વેચ્છાચાર મરડવા અંગ્રેજ પ્રજા મથે છે

× × ×

ખાંડા ખણખણે છે,
ભાલા ચકચકે છે,
જોન થરથરે છે.

ખાંડાની ધારે,
ભાલાની અણીએ,
સ્વતંત્રતાના ખરડા–"મેગ્ના કાર્ટા" પર
ઇંગ્લાંડનો અધમ અને પતિત રાજા—
જોન ધ્રુજતે હાથે સહી કરે છે.

× × ×

જગતના ઇતિહાસમાં નવી વાત લખાય છેઃ
નવો ભાગ રચાય છે.

૨

ખ્રિસ્તની ચૌદમી શતાબ્દિનો આરંભકાળ છે.

સ્વાધીનતાના મનોરથ રચાય છે.
સ્વતંત્રતાની વાતો થાય છે.
ક્રાંતિની યોજનાઓ યોજાય છે

૩

સ્વીટ્ઝરલાંડની સ્વતંત્રતા માટે
સર્વ સમર્પવાની
સ્વીઝ પ્રજાએ તૈયારી કરી છે.

× × ×

ગિરિમાળાની ટોંચે
વૃક્ષોની ઘટા નીચે
વીર વિલિયમ ટેલની કમાને
અચૂક લક્ષ્યવેધી તીર ચડે છે.
સનનન કરતું તીર.......
ઓસ્ટ્રીયાના અધમ આલ્બ્રેટના
ત્રાસ અને અત્યાચારની મૂર્તિ સમા
રાજ પ્રતિનિધિ ગેસ્લરની છાતી વીંધે છે.

× × ×

સ્વીટ્ઝરલેન્ડના બંધન સમા
સારનેન અને રોસબર્ગના દુર્ગ
રક્તપાત વિના સ્વીઝ પ્રજા હસ્તગત કરે છે.

× × ×

ટેકરીએ ટેકરીએ તાપણીઓ સળગે છે,
તે સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા સૂચવે છેઃ
તે સ્વીઝ પ્રજાના આપ ભોગ પ્રકાશે છે

## ૩

ખ્રિસ્તની સત્તરમી સદી અર્ધી વીતે છે.

અંગ્રેજ પ્રજા ખળભળી ઊઠે છે
ક્રાંતિની જ્વાળા પ્રગટી ચૂકે છે.

ન્યાય દેવી હરખાય છે,
ન્યાય શાસ્ત્ર મલકાય છે,
ન્યાય મંદિર ફૂલાય છે.

ન્યાય દેવીને અપમાનનાર,
ન્યાય શાસ્ત્રને અવગણનાર,
ન્યાય મંદિરને તુચ્છકારનાર.
પ્રથમ ચાર્લ્સ દોષિત ઠરે છે.

આંગ્લભૂમિનો સ્વામી,
આંગ્લપ્રજાનો પતિ,
પ્રજાદ્રોહી પ્રથમ ચાર્લ્સ
ફાંસીને લાકડે લટકે છે.

× × ×

ઈંગ્લાંડપર સ્વાતંત્ર્યધ્વજ ફરકે છે.

## ૪

ખ્રિસ્તનું ૧૭૭૬મું વર્ષ ચાલે છે.

" સ્વતંત્રતાના ઉપાસકોનો રાજા થવા
ત્રીજો જ્યોર્જ યોગ્ય નથી : "
એવી ઉદ્‌ઘોષણા કરી,
અમેરિકન પ્રજા ઈંગ્લાંડની પરતંત્રતાને
અમેરિકામાંથી હાંકી કહાડે છે.

અમેરિકામાં ઉપહાસને પાત્ર બની,
ઈંગ્લાંડની પરતંત્રતા ઇગ્લાંડને કિનારે
શરમાતી લજાતી પાછી ફરે છે.
હંમેશાને માટે જાય છે.

× × ×

વાજતે ગાજતે સ્વતંત્રતા આવે છે.
આનંદ અને ઉમંગ સાથે સ્વતંત્રતા આવે છે.
હર્ષ અને ઉલ્લાસ સાથે સ્વતંત્રતા આવે છે.

અમેરિકા સ્વતંત્રતાને
અંતરની ઉર્મિએ વધાવે છે;
હૃદયના ઊંડાણુથી સ્વાગતે છે.

વીર વોશિંગ્ટનને હાથે
સ્વતંત્રતાના સત્કાર થાય છે.

અમેરિકાને ઘરે ઘરે સ્વતંત્રતાના ઉત્સવ ઉજવાય છે:
અમેરિકાને મંદિરે મંદિરે સ્વતંત્રતાના પૂજન થાય છે.

૧૩૩ વર્ષની આ વાત છે.

ફ્રાંસમાં રાજ્યવિપ્લવના શંખ ફૂંકાય છે.
પેરિસમાં રાજ્યક્રાંતિની દુંદુભિ વાય છે.
ફ્રેંચ પ્રજાપતિ સોળમાં લૂઇના ઘાટ ઘડાય છે.

ફ્રાંસના લાખો માણસો
સાથે મળી,
ભય ભૂલી,
મરણીયા બની,
એ દુઃખ આપનાર,
એ દરિદ્રી બનાવનાર,
એ ત્રાસ વર્તાવનાર,
મહારાજાપર આક્રમણ કરે છે.

રાજ મહેલ કંપે છે,
રાજ્યાસન ડોલે છે,
રાજ્ય સત્તા ડગમગે છે,
રાજ્ય ભક્તો નાશે છે,
રાજ્ય રક્ષકો મરે છે,
રાજા થરથરે છે.

રાજ્ય સત્તાનો અંત આવે છે.
અત્યાચારના અધિકારનો અંત આવે છે.
સ્વચ્છંદી સામ્રાજ્યનો અંત આવે છે.
દરિદ્રતાના કારણનો અંત આવે છે.
દુઃખના પિતાનો અંત આવે છે.
પ્રજાપીડકનો અંત આવે છે

× × ×

હત્યાકાંડના મંડપ બંધાય છે.
ફાંસીના માંચડા મંડાય છે.
વધસ્થંભના થાંભલા રોપાય છે.

દેશદ્રોહીઓ અને રાજદ્રોહીઓ,
લાંચીઆ અધિકારીઓ અને અત્યાચારી સત્તાધિશો,
ધર્માંધ ધર્માચાર્યો અને સ્વાર્થાંધ શેઠીઆઓ,
ઇત્યાદિ ઇત્યાદિ સમાજનાં સડેલાં અંગો ઉચ્છેદાય છે:
ફ્રાંસ નિષ્કલંક થાય છે.

× × ×

ફ્રાંસ આનંદે છે,
ફ્રાંસના નગરો ઉત્સવ ઉજવે છે,
ફ્રાંસનાં ગામડાંઓ પ્રભુ પ્રાર્થે છે,
ફ્રાંસનાં બધાં દીન, દુર્બળ, દુઃખી, હાશનો નિશ્વાસ ભરે છે.

૬

ખ્રિસ્તને ૧૯૧૨ વર્ષ થયાં છે.

ચીનને ગામડે ગામડે મંચુ વંશજોના
ત્રાસ અને અત્યાચાર,
અન્યાય અને અનાચાર,
સ્વાર્થ અને સ્વેચ્છાચાર વર્ણવતો,
ચીનની પ્રજામાં જોર અને જોશ પ્રગટાવતો,
આવેશ અને આવેગ પ્રેરતો,
જીવન અને ચેતન રેડતો,
સુનિયાત સેન રખડે છે:

ક્યારે ધોબીના વેષમાં,
તો ક્યારે હજામના વેષમાં:
ક્યારે કુંભારના વેષમાં,
તો ક્યારે લુહારના વેષમાં:
ક્યારે ખેડૂતના વેષમાં,
તો ક્યારે ભરવાડના વેષમાં.

મુનિયાતના ઓગણત્રીસ સહકારીઓને
મંચુ વંશજો ફાંસીને લાકડે લટકાવે છે.

મુનિયાત વધારેને વધારે રાજદ્રોહી બને છે—
વધારેને વધારે રાજદ્રોહ કરે છે.

× × ×

ચીનના રાજમહેલમાં
ચીનનો રાજા ચીન છોડવાની
તૈયારી કરે છે.

ચીનના રાજમહેલમાં રાજકુટુંબ નથી,
ચીનના રાજ્યાસનપર રાજા નથી.

ચીન સ્વતંત્ર બને છે—
સ્વાધીનતા શ્વાસે છે.

૭

ખ્રિસ્ત સંવત્ ૧૬૧૯ છે.

મધ્યરાત થવા આવી છે,
ગંભીર શાંતિ છવાયી છે:
જાપાનનો અધિકારી વર્ગ,
કોરિયાનો નેતા ગણ
સાથે બેસી જમે છે.

બાર વાગે છે:
એક કોરિયાવાસી ઊઠે છે,
સ્વાધીનતાનો સંદેશો વાંચે છે,
તે સાંભળી જાપાની અધિકારી આશ્ચર્ય પામે છે.

× × ×

કોરિયાને ગામડે ગામડે
સ્વતંત્રતાના ધ્વજ રોપાય છે,
સ્વાધીનતાના સંદેશા વચાય છે,
"**અમર રહો, મા કોરિયા**" ના
જય ઘોષ થાય છે.

કોરિયાને નગરે નગરે,
જાપાની નિશાળો ખાલી થાય છે,
જાપાની નોકરીઓ છોડાય છે,
જાપાની પદવીઓ તજાય છે.

કોરિયામાં પ્રજા શાસન રચાય છે,
સિગમેન રી પ્રમુખ ચૂંટાય છે,
પ્રજાતંત્રના બંધારણ બંધાય છે,
લોકસભાના ધારાધોરણ ઘડાય છે.

કોરિયા જાપાનથી સ્વતંત્ર થાય છે.

૮

ખ્રિસ્તની વીસમી શતાબ્દિની
પહેલી વીસી પૂરી થવા આવી છે.

રશિયામાં અરાજકતાના વા વાય છે,
વિપ્લવનાં તોફાન થાય છે,
ક્રાંતિની જ્વાળા ફેલાય છે.

રશિયાના રાજમહેલમાં ક્રાંતિની જ્વાળા ભભૂકે છે.
રશિયાની રાજસત્તા ભસ્મિભૂત બને છે.
રશિયાના રાજકર્તાને ક્રાંતિની જ્વાળા ભક્ષે છે.

મધરાતના અંધકારમાં
રૂષિયાના રાજમહેલનો વડો રક્ષક--
પુરિસ્કિન કોઇની સાથે છાની મંત્રણા કરે છે.

× × ×

" ક્રાંતિવાદીઓની સેના હમણાજ આવશે,
રાજમહેલ સામે તોપોના મોરચા મંડાયા છે,
હમણાંજ તોપો અગ્નિ વર્ષાવશે,
અને રાજમહેલ ભસ્મિભુત બનાવશે:
માટે સત્વર નીચે ભોંયરામાં પધારો":
ગભરાયલે વદને અને ગદ્ગદ્ કંઠે
પુરિસ્કિન ઝારને વિનવે છે.

× × ×

ભોંયરામાં બંદુકો ફટફટે છે,
ચૌદ રાજવીઓ થરથરે છે.

ઝાર, ઝરીના અને બાર બીજા
ગોળીથી વીંધાય છે:
ચૌદ અર્ધમૃત દેહ તરફડે છે.

× × ×

રૂષિયા સ્વતંત્રતાનો શ્વાસ ખેંચે છે—
સ્વાધિનતાનો સ્વાદ ચાખે છે.

૯

ખ્રિસ્તાબ્દ: ૧૯૧૯ છે.

આયર્લાંડે કેસરિયાં કર્યાં છે.
મરણીયા આયરિશો ડબ્લિન હસ્તગત્ કરે છે,
ડબ્લિન પર આયરિશ પ્રજાસત્તાકનો વાવટો ફરકે છે:

આયર્લાંડને ગામડે ગામડે આયરિશોને
આયરિશ પ્રજાસત્તાકની શાળાઓ ભણાવે છે,
ન્યાયમંદિર ન્યાય આપે છે,
સૈનિકો રક્ષે છે.

× × ×

આયર્લાંડ ઇંગ્લાંડની પરતંત્રતા ફેંકી દે છે.

## ૧૦

ખ્રિસ્તની ૧૯૧૯મી સંવત્સરી છે.

ઇજીપ્તમાં વિપ્લવનાં વાદળાં ઘેરાય છે,
ક્રાંતિની જ્વાળા ફેલાય છે.

× × ×

ઇજીપ્તની પરતંત્રતા નાશે છે.

× × ×

ઇજીપ્ત ધીમે ધીમે પણ અડગપણે
સ્વતંત્રતાને પંથે વિચરે છે.
દિવસે દિવસે સ્વાધીનતાને માર્ગે
આગળને આગળ વધે છે.

## ૧૧

ખ્રિસ્ત  પછી ૧૯૧૮મે વર્ષે
આ બનાવ બને છે.

પ્રજાબળ પાસે હારી,
સંઘશક્તિને સમજી,
લોકમતને નમી,
જર્મનપતિ જર્મનિ છોડી જવા વિચારે છે.

જર્મન કેસર ગાંસડા પોટલા બાંધે છે,
જર્મન સમ્રાટ જર્મનિ છોડી જવા તૈયારી કરે છે,
જર્મન મહારાજા રાજકુટુંબ સાથે જર્મનિ ખાલી કરે છે

× × ×

એ અત્યાચારનો અવતાર.
એ સ્વેચ્છાચારનો સમ્રાટ,
એ જર્મનિનો રાજાધિરાજ,
સહકુટુંબ હોલેન્ડ જાય છે.

જર્મનિમાંથી પાપ જાય છે,
દેશમાંથી આગ જાય છે,
રાજ્યમાંથી ઝેર જાય છે.

× × ×

જર્મનિ સ્વતંત્ર બને છે.
જર્મનપ્રજા સ્વાધીનતા શ્વાસે છે.
જર્મન નેતાગણ પ્રજાતંત્ર રચે છે.

## ૧૨

ખ્રિસ્ત સંવત્ ૧૯૨૧ ની આ વાત છે.

"'અગ્નિરથ વિશ્રામસ્થાને મળો,
ત્રણ લાખ ફ્સિરટો સાથે આવું છું'
—સિનોર મુસોલિનિ."

ઇટાલિનો અધિપતિ,
રોમનો સ્વામિ,
તાર વાંચી ધભરાય છે,
અકળાય છે

રોમમાં ખળભળાટ જાગે છે,
રાજમહેલમાં ધમાલ ચાલે છે,
રાજ્ય સેવકો આવે છે,
ને જાય છે:
સૌને વદને આશ્ચર્ય અને વિષાદ છે.

પ્રધાન મંડળ વિચારે છે,
ગંભીર શાંતિ વ્યાપી છે,
મહારાજા અને વડો પ્રધાન નિર્ણયે છે.

× × ×

ઇટાલિનો ભાવિ રાજા,
રોમનો પાટવી કુંવર,
અગ્નિરથ વિશ્રામસ્થાને બેઠો બેઠો
સિનોર મુસોલિનિની બાગ પ્રતિક્ષા કરે છે.

× × ×

બે હાથ મળે છે.
હસ્તધૂનન થાય છે.
અરસપરસ કુશળ સમાચાર પૂછાય છે.

" મહારાજા કેમ ન આવ્યા ?"
" અસ્વસ્થ પ્રકૃતિને અંગે આવી શક્યા નહિ."
ઇત્યાદિ ઇત્યાદિ પ્રશ્નો થાય છે
સિનોર મુસોલિનિ અને પાટવી કુંવર વચ્ચે.

રોમની શેરીએ શેરીએ સૈન્ય ગોઠવાય છે,
રોમને રાજમાર્ગે સૈનિકો ઉભરાય છે:
સૌને વદને દેશભક્તિ ચમકે છે.

× × ×

કાલના પંતુજી સિનોર મુસોલિનિને
રોમનો રાજા આજે વડો પ્રધાન બનાવે છે,
વિદેશ ખાતાનો પ્રધાન અને રાજ્યભંડારનો ખજાનચી ઠરાવે છે.

ખાંડા ખણખણાવ્યા વિના,
બંદુકો ફટફટાવ્યા વિના,
તોપો ધડધડાવ્યા વિના,
રોમના રાજાને
કાલનો પંતુજી સિનોર મુસોલિનિ
રમકડાની પેઠે ગમે તેવી રમતો રમાડે છે:
ફાવે તેવા નાચ નચાવે છે.

ખ્રિસ્તની વીસમી શતાબ્દિની
પહેલી પચીસી હજી વીતી નથી.

એ તુર્કસ્તાનના શાહેનશાહને,
એ ઇસ્લામના ખલિફાને,
એ મુસલમાનના વડા ધર્મગુરુને,
ધર્મ, કર્તવ્ય અને નીતિભ્રષ્ટ થવા માટે
તુર્ક પ્રજા તરફથી તિલાંજલિ મળે છે.

× × ×

તુર્કસ્તાનનો સુલતાન તુર્કીને છેલ્લા પ્રણામ કરે છે,
ઇસ્લામનો ખલિફો તુર્કીપર છેલ્લો દ્રષ્ટિપાત કરે છે,
મુસલમાનોનો વડો ધર્મ ગુરૂ અંગ્રેજ સત્તાને રક્ષણે
અંગ્રેજ અગ્નિનૌકાપર બેસી માલ્ટા નાશે છે.

× × ×

તુર્કસ્તાનમાં પ્રજાશાસન સ્થાપાય છે,
તુર્ક પ્રજાતંત્રનો કમાલ પાશા પ્રમુખ ચૂંટાય છે,
તુર્કીનુ રાજદ્રોહીમંડળ પ્રધાનમંડળમાં ફેરવાય છે:

× × ×

અંતઃપ્રાય તુર્કી સિંહગર્જના કરે છે.

ખ્રિસ્તનું ૧૯૨૭મું વર્ષ પૂરું થયું છે.

ઇરાનનો શાહ ફ્રાંસમાં વિલાસે છે,
ભોગ ભોગવે છે,
મોઝ મારે છે.

એ વિલાસ માટે,
એ ભોગ માટે,
એ મોઝ માટે,
શાહ ઇરાનમાંથી મોટી રકમ મંગાવે છે.

× × ×

ઇરાનની લોકસભા શાહની માગણી વિચારે છે.

× × ×

દેશના દ્રવ્યનો અયોગ્ય વ્યય કરવા માટે
ઇરાનનો શાહ પદભ્રષ્ટ થાય છે.

શાહનો વિલાસ વિનાશે છે,
શાહનો ભોગ ભાગે છે,
શાહની મોઝ નાશે છે,
શાહ ફ્રાંસમાં રખડે છે

ખ્રિસ્તનું ૧૯૨૪ મુ વર્ષ ચાલે છે,
ગ્રીસનો રાજમહેલ ધમધમે છે.
ગ્રીસનું રાજ્યાસન ડગમગે છે,

× × ×

આઠ પહોરમાં ગ્રીસની સીમા છોડી જવાની
ગ્રીસના રાજાને ચેતવણી મળે છે.

× × ×

ગ્રીસનો રાજમહેલ ખાલી થાય છે.

× × ×

ગ્રીસ સ્વતંત્ર થાય છે.
સ્વાધીન બને છે.

× × ×

ગ્રીસનો રાજા ફ્રાંસમાં નાટકશાળાના,
વ્યવસ્થાપકની નોકરી શોધતો ફરે છે,

[ સમાપ્ત ]